# જીવનસાફલ્ય વિષે

# બાળબોધ.


સંપાદક અને પ્રકાશક

**જીવનલાલ અમરશી મહેતા,**

ઑફિસ—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા;"

અમદાવાદ.



આવૃત્તિ ૧ | પ્રત ૧૦૦૦ | સને ૧૯૧૯

અમદાવાદ.

શ્રી "નટવર" પ્રિન્ટિંગ પ્રેસમાં

ભોગીલાલ નારણદાસ મોદીવાળાએ છાપ્યું

કિંમત એક આનો.

# જીવનસાફલ્ય વિષે

# બાલબોધ.

૧. પ્રિય શિશુ, જરા થોભ. રમત ગમતમાંથી અવકાશ કાઢી તારા જીવન સાર્થકને વાસ્તે લખેલી આ ચાર ટીટી લણી તું લક્ષ આપ. જો કે વિષય નિરસ છે: હું જાણું છું કે તારા જેવાં બાલકો તો વાર્તા કે કથા જેવા વિષયમાં વધારે મગ્ન હોય છે. પરંતુ શું તું જાણતો નથી કે તારી માતા તને ઔષધપાન કરાવે છે તે કડવું હોવા છતાં, તને સ્વાદિષ્ટ ન લાગતું હોવા છતાં, અંતે તે તને સુખકારક નિવડે છે. તે જ પ્રમાણે પ્રસ્તુત વિષયમાં પણ તારૂં કલ્યાણ છે. માટે તું આમાંની બાબતોનું ખંત અને કાળજીથી મનન કરશે એવી આશા છે.

પ્રથમ આ દુનિયામાં આપણે જન્મ લીધો ત્યારે આપણે બીજું શું સાથે લઈ આપણું જીવન આવ્યા હતા વારૂ ? માત્ર બીજી કર્ત્તવ્ય શું ? એક વસ્તુ. અને તે વસ્તુ તે મૃત્યુ.

જન્મ સાથે મરણ આપણે લઈ આવ્યા જ છીએ એ સંપૂર્ણ રીતે લક્ષમાં રાખી એ બેની મધ્યસ્થ આયુર્દા છે તેનો રુડો ઉપ-યોગ કરતા રહી મરણ અવશ્ય ક્યારેક આવનાર છે જ માટે તેને મળવા સારૂ સદા તત્પર રહેવું જોઈએ. આયુર્દાનો યોગ્ય ઉપયોગ એ જ આપણું **જીવન કર્ત્તવ્ય** એટલે આપણે અવશ્ય કરવું જોઇતું કામ. જન્મ પાછળ કર્ત્તવ્ય લાગેલું જ છે. કર્ત્તવ્યમાંથી કોઈ પણ છુટો નથી. ત્યારે આપણું ખરૂં કર્ત્તવ્ય શું તે આપણે જાણવું અને તે પ્રમાણે પછી વર્ત્તવું એ મનુષ્ય માત્રનો ધર્મ છે. એ ધર્મ ચુકવાથી મનુષ્ય-ત્વનો નાશ થાય છે. આપણે શા માટે જન્મ્યા

છીએ ? આપણા જન્મનો ઉપયોગ શો છે ? જન્મીને આપણે શું સાધવાનું છે ? એ સર્વનો વિચાર વેળાસર જ અવશ્ય અને અગત્ય પ્રત્યેક જણે કરવો જોઇએ. નહીં તો આપણે વૃથા જન્મ લીધો છે, આપણો જન્મ આપણે એળે ગુમાવ્યો છે, એમ નક્કી માનવું. આપણે જન્મીને શું શું કામો કર્યાં, કેવા પ્રકારે કર્યાં, વગેરે બાબતોનો હિસાબ આપ્યા વિના આપણો છુટકો નથી એ ખુલ્લું જ છે. તો પછી તેનો વેળાસર વિચાર કરવો અને તેમાં પ્રવૃત્ત થવું એ પ્રત્યેક સમજુ માણસનું કર્ત્તવ્ય છે.

આ ઉપરથી પ્રથમ એવો પ્રશ્ન ઉઠે છે કે આપણું કર્ત્તવ્ય શું ? આ સ્થળે તેનો આપણે પ્રથમ વિચાર કરીશું. સ્થિતિગતિ, યોગ્યાયોગ્યતા, કાલમાન, વગેરેને અનુસરી આપણે પોતપોતાનાં કાર્યો કરવાનાં છે. ગરિબીના પ્રમાણમાં ગરીબને, શ્રીમંતાઇના પ્રમાણમાં શ્રીમંત-

ને, શહાણુપણુના પ્રમાણુમાં શહાણાને માથે કામો હોય છે. તેમજ વખત વખતનાં પણ ભિન્ન ભિન્ન કામો છે. દૃષ્ટાંતરૂપે સત્તરમી સદીમાં સ્વદેશને ત્રાસમુક્ત કરવાને, તેની કીર્તિ વધારવાને, દેશબન્ધુનું કલ્યાણ કરવાને અને લોકસમુદાયમાં ધન્ય ધન્ય કહેવડાવવાને નાગી તરવાર હાથમાં ઝાલી પોતાના દેહને તુચ્છ પદાર્થ માની આપણા સ્વામિત્વનું હરણ કરી અપમાન આપનારા, આપણને લૂંટી ફાડી આપણા દેશમાં આવી પેઠેલા પરદેશી લોકોનાં ડોકાં ઉડાવવાને દોડવું તે જ ખરૂં શૂરાતન અને મુખ્ય કર્ત્તવ્ય માનવામાં આવતું હતું. તેમ હાલ માનવાનુ નથી. હાલનો મનુ બદલાયો છે તે આપણા પૂર્વજોનો વખત હતો. આપણો વખત તે જ પરદેશીને સ્વદેશી માનવાનો છે. આપણા તે સત્તરમી સદીના પૂર્વજોનાં વર્તનનું અનુકરણ આજના સમયમાં જંગલીપણાનું લક્ષણ મનાય

છે. વાસ્તે ત્યારનો તે કાળ અને આજનો આ
વખત, એ બન્નેનો તફાવત લક્ષપૂર્વક સમજવો જોઇએ. તે જ પ્રમાણે બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા, એ આયુઃક્રમમાં સ્થિતિત્રય છે, તો જે તે સમયને અનુસરી આપણે આપણું કર્ત્તવ્ય કરવું જોઇએ.

આપણા નજીકના સંબંધી.

ઇશ્વર, ધર્મ, માબાપ અને દેશબન્ધુ એટલાની સાથે આપણને સદા નિકટનો સંબંધ હોય છે, માટે તે સંબંધીઓ વિશે જેટલો વિશેષ વિચાર થાય તેટલો ઇષ્ટ જ છે. આ અખિલ જગતનો ઉત્પન્ન અને રક્ષણકર્તા, કેવળ ઇચ્છામાત્રથી ત્રૈલોકયની નિરંતર ઘડભાંજ કરનાર, સર્વસાક્ષી, સર્વાંતર્યામી, સચ્ચિદાનંદ પરમેશ્વરનું અને તેના આપણે પ્રાણીમાત્ર ઉપર થતા અસંખ્ય ઉપકારોનું યથાસ્થિત વર્ણન કરવું એ મનુષ્યની શક્તિની બહાર છે. તે વિશ્વપિતાની

અપૂર્વ ચતુરાઇ, તેની આપણા ઉપરની અપરિમિત કૃપા, તેનો અસાધારણ ઉપકાર, તેની અલૌકિક કાળજી, તેની અગાધ કાર્યકુશલતા, ઈત્યાદિ હજારો વાતનો વિચાર કરતાં ગુંચવાડામાં પડી આપણે ઘેલા જેવા બની જઈએ છીએ. આ જગત્ તથા તેમાં સંભવતા અદ્ભુત ચમત્કારાદિનું અવલોકન કરવાથી, તેમ જ આપણો પોતાનો જ વિચાર કરતાં, અર્થાત્ આપણને મનુષ્ય કોણે અને કેવી રીત્યે બનાવ્યાં, આપણને આવશ્યક એવી સર્વ પ્રકારની સામગ્રી તૈયાર કરતાં તેના કર્તાએ કેટલું સામર્થ્ય અને કૌશલ્ય ખર્ચ્યું હશે એ વિષે વિચાર કરતાં પ્રભુના અતકર્ય મહિમાનું થોડું થોડું પણ જ્ઞાન તમને થશે. અરે, મારા લાડકવાયા બાલવાચકો, તમને યાદ છે કે જ્યારે તમે જન્મ લીધો ત્યારે તમારૂં શરીર કેટલું નાનું, કેવું સુકુમાર અને કેટલું નિર્બળ હતું? તમારા દેહનો તે વખતનો આકાર

ઘણો ઘણો તો વેંત કે દોઢ વેંત હશે. તે વેળાએ જરાપણ પવન, જરાપણ શિતળતા કે જરાપણ ઉષ્ણતા વટીક સહન કરવાની તમારામાં શક્તિ નહોતી. તે વેળાએ મુખ વિકાસી બોલવાની, કે હાથ ઉચકવાની કે પગ ઉપાડી ચાલવાની શક્તિ તમારામાં નહોતી. અન્ય નાનાં બાળકોને નિહાળતાં એ સંબંધે તમારી ખાતરી થશે. એવા પ્રકારની સ્થિતિ જ્યારે તમારી હતી તે વેળાએ ઈશ્વરે તમારૂં કેવી રીતે સંરક્ષણ કર્યું તેનું જ્ઞાન હવે હું ધારૂં છું કે તમને થશે. તમારૂં જતન કરવાને સારૂ માતાપિતાની યોજના કોણે કરી, જ્યારે તમે કંઈ પણ ખાઈ શકતા નહોતા ત્યારે પાન કરવા વાસ્તે તમારી માતાના અંગમાં દૂધ ક્યાંથી અને શી રીતે આવ્યું, હરેક રીતે સંકટ સહન કરીને પણ પોતાના બાળકના સુશ્રુતમાં વિઘ્ન ન પડવા દેવું એવી સુમતિ તેને કોણે આપી, તમારાં માતાપિતાની ઈચ્છાનુસાર

અનુકૂલતા કોની કૃપાવડે તેમને મળતી ગઈ, તમારો તે નાનકડો, વેંતભર, સુકુમાર દેહ વૃદ્ધિ પામી આટલો મોટો કેવી રીતે થયો, વગેરે વગેરે બાબતોનો વિચાર કરતાં તમને ઈશ્વર, તેનું કૌશલ્ય, અને તેની શક્તિનો ખ્યાલ ન થાય કે ? અવશ્ય થાય જ. પ્રતિવર્ષ પૃથ્વીના ઉદરમાંથી અન્ન સામગ્રી કેવી રીતે આવે છે ? તરસ લાગે તો પાણીને વાસ્તે નદી, નાળાં આદિ જલપ્રવાહો કેવાં આમથી તેમ દોડે છે ? તળાવ, કુવા, વાવ, ઈત્યાદિ જળાશયો પોતાનાં પેટ ખુલ્લાં મુકી કેવાં તૈયાર પડી રહ્યાં છે ? લતા અને વૃક્ષો ફળના ભારથી કેવાં નમ્ર થઈ ઉભાં રહ્યાં છે ? નિત્યનિયમાનુસાર વેળાસર દિનમણિ સૂર્ય કોની આજ્ઞાથી ઉગે છે ? આકાશ અને તેમાં નજરે પડતા ગ્રહો તથા તારાઓ કોની કૃતિ છે ? ભાઈઓ, અગાધ જલધિ તમે જોયો હશે, તે બનાવતાં કેટલી શક્તિનો વ્યય થયો હશે ?

જન્મ અને મરણ આ બે અવસ્થાનું ઠામ ઠેકાણું કદી તમને લાગી શકશે ? આવી પ્રશ્નપરંપરા જેટલી જોઇએ તેટલી લંબાવી શકાશે. પણ તેથી વધુ અર્થ શું સરે ?

**ઈશ્વરના અથાગ ઉપકાર.**

તર્કો કરવા મુકી દઇ ઈશ્વર અને ઇશ્વરી યોજના એવા ઉદ્દ્ગાર કાઢી સ્વસ્થ બેસવું પડશે. ત્યારે વારૂ, કહો કે એવા અતૂલ સત્તાધારી, અપ્રતિમ કુશળ કારીગર, અનંત ઉપકારી પરમેશ્વરનો તમારા ઉપર કેટલો બધો પ્રેમ છે ? પરંતુ એ પ્રેમનો ઉપયોગ તમે શો કરશો ? જેના ઉપકાર ઋણની તો તમારાથી કલ્પના સુદ્ધાં થઈ શકતી નથી ! અર્થાત્ તમને એમ નહીં લાગે વારૂ કે એવા પરમેશ્વરનું સ્તવન, અર્ચન, પૂજન, સ્મરણ કે એવું કાંઇ પણ આપણે કરવું જોઇએ ? છે તેના કરતાં તમારા ઉપર અધિક કૃપા થાય એવી આકાંક્ષા તમને સહજ ઉત્પન્ન થતી

હશે. તેટલા વાસ્તે, ભાઇઓ, તેની કૃપા સંપાદન કરવા કાજે તેની પ્રાર્થના કરવી જ જોઇએ; તેના ઉપકારની કૃતજ્ઞતા દર્શાવવામાં ચુકવું નહીં જોઇએ. તે કૃતજ્ઞતા વ્યક્ત કરવામાં જો કસુર થઇ તો આપણે કાંઇ પણ પ્રાયશ્ચિત્ત ભોગવવું પડે એ ખુલ્લું જ છે. વાસ્તે આપણું પ્રથમ કર્ત્તવ્ય એ છે કે પરમેશ્વરના આપણા ઉપર થયેલા અનંત ઉપકારની કૃતજ્ઞતા દર્શાવવા તથા છે તે કરતાં વધારે ઉપકારો આપના ઉપર થતા રહે, તેને વાસ્તે તે કૃપાનિધાન, કરૂણાર્ણવ, અશરણશરણ પ્રભુની પ્રાર્થના કરવી. તે આ આખી ચરાચર સૃષ્ટિનો ધણી અને શાસ્તા છે. તે અન્યાયના પ્રમાણમાં શિક્ષા કરતી વેળાએ આઘું પાછું જોતો નથી. તે સર્વસાક્ષી અને સર્વજ્ઞાની છે. અપરાધ થયો કે સંસારી ન્યાયમંદિરોની પેઠે સાક્ષી પુરાવો લેવાનું તેને કાંઇ કારણ નથી. મનુષ્યની મનોવૃત્તિ અતિ ઉચ્છૃંખળ હોય છે.

તે ક્ષણે ક્ષણે બેફામ થઈ જાય છે, અને તેથી તેને હાથે અનેકાનેક અપરાધો થાય છે. અપરાધીને શિક્ષા કર્યા વિના તે કદી રહેતો નથી. પણ જો હાથ જોડી, પદર પાથરી તેની ક્ષમા માગી હોય, પુનઃ અપરાધ ન કરૂં એવો પશ્ચાત્તાપપૂર્વક નિશ્ચય કરી તેને વિનવ્યો હોય તો તે કૃપાળુ છે, તેથી અપરાધની ક્ષમા કરશે. આગળ ભય રાખવાથી સહસા દુરાચારમાં પ્રવૃત્તિ થતી નથી. આ સર્વ કારણોને લીધે ઈશ્વરનો રોજ રોજ ઉપકાર માનવો, તેની વિધિયુક્ત પૂજા કરી તેની પ્રાર્થના કરવી, તેની ક્ષમા માગવી, હૃદયમાં નિરંતર તેનો ભય રાખી વર્તવું, એ આપણું મુખ્ય કર્ત્તવ્ય છે, એમ સિદ્ધ થાય છે. એ કર્ત્તવ્ય કરવામાં વિક્ષેપ પડેલો કામનો નથી. અને જો વિક્ષેપ પડયો તો થનારી હાની કોઈ પણ પ્રકારે મિથ્યા થશે નહીં, એમ ખચિત માનવું.

ઈશ્વર, તેની આજ્ઞા, તેનું પૂજન, તેની સ્તુતિ, વગેરે વિષયોનો વિચાર તથા ઈશ્વર સંબંધી સર્વ પ્રકારની માહિતી આપનાર ખરો શુદ્ધ મિત્ર તે ધર્મ છે. ધર્મ એટલે અમુક અમુક અને અમુક અમુક નહીં તેનું તથા ધર્મનાં અંગ, ઉપાંગાદિકનું વિવરણ કરવા કરતાં આ સ્થળે માત્ર ધર્મની આવશ્યકતા, યોગ્યતા અને તેનાં મૂળતત્ત્વોનો વિચાર કરવો એ જ શ્રેયસ્કર છે.

ધર્મ અને તેનું બળ.

ઉદાત્ત વિચાર અને સુખાવહ આયુઃક્રમનાં સાધનોનાં તત્વોનો જેમાં સમાવેશ થાય છે તે **ધર્મ**. અર્થાત્ ધર્મ વડે વિચારમાં ઉચ્ચતા અને આચારમાં શ્રેષ્ઠતા આવવી જોઈએ. નિષ્કલંક આચરણ થવા વાસ્તે તથા નિર્દોષ વિચાર સુઝે તેટલા વાસ્તે ધર્મનો આશ્રય લેવો પડે છે. ત્યારે ધર્મ એટલે વિચાર અને આચારનો શાસ્તા, ગુરૂ કે નિયામક એ સિદ્ધ થાય છે.

ધર્મરહિત રહેવું અતિ દુર્ઘટ અને દુઃસાધ્ય છે. કારણ કે દુઃખીનું સાંત્વન, દુર્બળનો સહાયક, ગરીબની તૃપ્તિ અને ક્લેશમય કૃત્યોમાં માધુર્ય એ ધર્મ છે. ગમે તેટલાં સંકટ આવ્યાં હોય, હાલહવાલ થયા હોય, તોપણ હું ન્યાયથી વર્તું છું, મારે હાથે અધર્મ થયો નથી, મારો ધર્મ મને કામ આવશે, તે કદી મને દગો દેનાર નથી, સંકટ તો આજે કે કાલે જતું રહેશે, સંકટથી ધર્મબુદ્ધિની પરીક્ષા થાય છે, સંકટથી યોગ્યતા જણાઈ આવે છે, ઇત્યાદિ પ્રકારના વિચારોથી મનનું અતિ ઉત્કૃષ્ટ સમાધાન થાય છે. દુર્બળ હોય, જેને પોતાનો કોઇ ત્રાતા નથી એમ લાગે છે, તેનો સઘળો ભાર શા ઉપર છે? તો ધર્મ ઉપર. હું ધર્મ પ્રમાણે વર્તું છું, ધર્મ મને સહાય થયા વિના રહેશે નહીં, એમ તેને લાગે છે. અને ખરેખર થાય છે તેમ જ. ધાર્મિક મનુષ્યના માર્ગમાં સહસા કોઇ કદી

આવતું નથી; ઉલટું તેને સહાય કરવાનું જેને તેને મન થાય છે. વળી જે પ્રમાણે અનેક સંકટો વેઠી આપણે એકાદ કામ કર્યું હોય તેનાથી કૌતુક માનનાર કોઈ નિષ્કપટી આપ્તે આનંદી મુદ્રાથી 'ધન્ય' કહ્યું તો સર્વ શ્રમ નષ્ઠ થાય છે, તે જ પ્રમાણે ધર્મ પ્રતિ દૃષ્ટિ કરતાં લેશ પણ થાક લાગતો નથી. તેમાં પણ ગરીબોને તો ધર્મથી બહુ જ તૃપ્તિ થાય છે. કેટલેક પ્રસંગે પ્રાણ ઉપર ઉદાર થવાને મનુષ્ય અતિ ઉલ્લાસથી ઉદ્યુકત થાય છે તે પણ આ ધર્મના સામર્થ્ય ઉપર. મહાભારતનો પ્રસંગ, તેમજ આપણો અર્વાચીન ઇતિહાસ રણમેદાનમાં જવું તે લગ્નપ્રસંગમાં જવા જેવું આનંદદાયક માનતા એવા જે વીરલ નરોનો ઉલ્લેખ કરે છે તેનું કારણ પણ આ ધર્મ જ છે. એવા કટાકટીના જીવનપ્રસંગોને સાદર થઈ પ્રત્યક્ષ કાળના મ્હોંમાં પ્રવેશવાની મહા ભયંકર લાલસા તેઓને

કેમ ઉત્પન્ન થઈ ? તેમાં એવી શી મધુરતા હતી ? પણ એ સઘળો પ્રભાવ ધર્મનો. ધર્મથી જ આવા ભયાનક કૃત્યોમાં તેમને સુખ અને આનંદ દીસ્યાં. તેમજ ફાટી તૂટી ઝુંપડી રાજ્યદરબાર જેવી સુખાવહ લાગવાનું કારણ પણ ધર્મ જ. ધર્મ એજ સમાજનો પાયો, ધર્મ એ જ રાષ્ટ્રનો પ્રાણ; ટુંકમાં ધર્મ એ જ આ અખિલ જગતને ચલાવનારી આદિશક્તિ છે એમ કહીશું તો ચાલશે. આવા મહત્ત્વવાળો જે ધર્મ તેની જાણીબુઝીને ઉપેક્ષા કરે એવો ક્ષુદ્ર કોણ હોય ? બે અનુકૂળ દિવસ દીઠા, ૨, ૮, ૫ કરવાની શક્તિ આવી કે ધર્મને વિસરી જવો, તેની આવશ્યકતા લક્ષમાં ન રાખવી, એવું કરનાર મનુષ્યને શું કહેવું ? તાત્પર્ય એ કે ધર્મને તમારો પ્રાણ સમજો; ધર્મ ગુમાવ્યો કે પછી તમારૂં જીવવું વ્યર્થ, કોડી ખપનું નહીં એવો તમને અનુભવ થશે. પરંતુ તે ક્યારે થશે ? આખરે, જ્યારે કાંઈ ઉપાય નહિ રહે. ત્યારે એ પુરેપુરૂં લક્ષમાં રાખશો.

અમુક ધર્મ સારો અને અમુક નઠારો એવી વિચક્ષણા કરવાનું ધાર્ષ્ટ્ય કરવું એ મૂર્ખપણાનું લક્ષણ છે. તથાપિ એ સંબંધે તમને આગ્રહ પૂર્વક સૂચવવાનું એટલું જ કે તમને સૌથી પ્રિય જે તમારાં માતા-પિતા તેઓના કરતાં તમારૂં અધિક કલ્યાણ ઇચ્છનાર અન્ય કોઈ નથી. તેમના મનમાં તમારૂં અકલ્યાણ કરવાનો વિચાર કોઇ કાળે પણ આવતો નથી. ત્યારે તેઓએ સ્વીકારેલો, તેઓનું જેનાથી કલ્યાણ થયું હોય અને તમારા કલ્યાણને સારૂ તમને જે ધર્મ સ્વીકારવા કહે તે ધર્મ સ્વીકારવાને આનાકાની કરવી નહીં. ભલતો સલતો ધર્મ કદાપિ તેઓ તમને શિખવી આપનાર નથી. જેનાથી તેમને નુકશાન થયું હોય, જેનાથી તેમનું કલ્યાણ ન થયું હોય એવો ધર્મ શા અર્થે તેઓ તમને

ધર્મમાં શંકા-શીલતા ન જોઇએ.

દેખાડે ? વળી તમારે વિચાર કરવો જોઈએ કે તમારા ઘરમાં વંશપરંપરા કેટલાઓ શતક થયાં અસ્ખલિત ચાલી આવેલો ધર્મ—પરરાજ્યના મહા ભયંકર ત્રાસમાં પણ સુદૃઢ રહેલો ધર્મ—તમને એકલાને હાનિકર્તા નિવડે એવું સંભવે પણ ખરૂં કે ? આટલા શતકનો અને આટલા પરાપૂર્વજોનો અનુભવ એ છે કે જે ધર્મ પળાતો આવ્યો છે તે જ ધર્મ ખરો કલ્યાણપ્રદ છે. અને એ અનુભવ આંખ મીંચીને માન્ય કરવામાં કશી પણ ભૂલ નથી. ધર્મદ્રોહી મનુષ્ય મનુષ્ય કહેવાય નહીં. એ સઘળું છતાં પણ તમારા માતાપિતાનો, તમારા પરાપૂર્વજોનો ધર્મ તમને નાપસંદ આવે તો યોગ્ય માર્ગ એ છે કે કોઈ પુખ્ત અનુભવી અને હિતબુદ્ધિવાળા આપ્તની તે વિષે સલાહ લેવી, ધર્મ અને ધર્મત્વનું બન્ને પક્ષે બધી બાજુથી શાંતપણે અવલોકન કરવું, દૂર સુધી દૃષ્ટિ પહોંચાડવી અને પછી

જે ઉત્તમ લાગે તે ધર્મ સ્વીકારવો. પણ યાદ રાખજો કે "બકરૂં કાઢતાં ઊંટ ન પેસી જાય."

**"स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः"**

એ સૂત્રમાં કેટલી સત્યતા છે તેનો સંપૂર્ણ વિચાર કરજો. ધર્મ સંબંધે આ કરતાં હવે વધુ કહેવાની જરૂર જણાતી નથી. સૌએ પોતપોતાના ધર્મનું સ્વરૂપ ઓળખવું, દાંભિકપણું અને પક્ષપાત એ ધર્મના કીડા છે તેને દૂર કરવાનો પ્રયત્ન કરવો, આપણો ધર્મ અને તત્સંબંધે આપણું કર્તવ્ય પૂર્ણપણે ઓળખવું, આપણા ધર્મનો છળ થાય અથવા તેની અવહેલના થાય તો તેમાંથી તેનું રક્ષણ કરવું; અર્થાત્ જેવું આપણું ઘર, જેવી આપણી માલમત્તા, જેવાં આપણાં માતાપિતા, તેવો જ આપણો ધર્મ સમજી તે પ્રમાણે વર્તવું એ આપણું ધર્મ પ્રતિ કર્ત્તવ્ય છે.

માતાપિતા સંબંધે પ્રથમતઃ જ વિવેચન

થયું છે. તેજ માણે બન્ધુ સંબંધે.

આપણી ભૂમાતા. વાસ્તે આ સ્થળે તેની પુનરુક્તિ નહિ કરીશું. તોપણ માતા અને બન્ધુની સગાઈ સઘળાના લક્ષમાં સરખી અને સદા આવતી નથી તેનો ઉપાય શો ? ભૂમાતા અને દેશબન્ધુ એટલે શું, તેની કલ્પના પહેલવહેલાં તો તમને થશે નહિ. જેવી આપણી માતા તેવી જ ભૂમાતા. ભૂમિને પણ આપણે લીધે અનેક કષ્ટ સોસવાં પડે છે. આપણા સુખને માટે જેમ આપણી માતાને રાત્રદિવસ નિરાંત નથી તેમ ભૂમાતાને પણ આપણે લીધે વિવિધ શ્રમ લેવો પડે છે. માતાના ઉપકાર અનંત છે તે જ પ્રમાણે ભૂમાતાના પણ છે. માતામાં અને ભૂમાતામાં ફેર એટલો જ કે ભૂમાતા બોલતી નથી કે ચાલતી નથી. તે અચેતન છે. તેના ઉપકાર ઋણમાંથી મુક્ત થવાને વાસ્તે શું કરવું જોઇએ ? જેવો પ્રેમ આપણી માતા પ્રત્યે રાખીએ છીએ તેવો

તેને વાસ્તે પણ રાખવો, તેની કીર્તિ વધારવી, તેને લોક ધન્ય ધન્ય કહે એવાં કૃત્યોથી તેને ભૂષિત કરવી અને તેનો તિરસ્કાર ન થાય તેની ચિંતા રાખવી. પણ તેને ધન્યતા મળે, તેને યશ મળે, તેની કીર્તિ ગવાય, તે સંપત્તિવાન થાય, એવું કરવું તેનો અર્થ શો ? તેનો અર્થ એ કે આપણા દેશબન્ધુઓને વિદ્યા, નીતિ અને સંપત્તિથી યુક્ત કરવા તેમ જ તેમને કર્તૃત્વશક્તિ, હિમ્મત, તેજસ્વીપણું, ઇત્યાદિક સદ્ગુણોથી મંડિત કરવા. તેથી જ આપણા દેશની કીર્તિ વધે, ત્યારે જ આપણો દેશ સમૃદ્ધિવાન થાય અને આપણાથી તેના અનન્ય ભક્ત થવાય.

વિદ્યા.

વિદ્યા એ કેવળ કલ્પલતા છે, વિદ્યા અમૂલ્ય દ્રવ્યભંડાર છે, વિદ્યાલાભ એ અલભ્ય લાભ છે. વિદ્યા વડે પશુ પણ મનુષ્ય સરખું થાય છે, અને મનુષ્ય વિદ્યા વડે દેવ બને છે. આના કરતાં અધિક

મહત્ત્વ તે વિદ્યાનું શું ગાવું ! એવી વિદ્યા સંપાદન કરવી, તેનું દાન અને સંગોપન કરવું તે ખરેખર મહાપુણ્યનું કામ છે. આપણા દેશમાં સુમારે ત્રીસ કોટી લોક છે, અર્થાત્ ત્રીસ કરોડ દેશબન્ધુઓ સદ્‌ભાગ્યે પરમેશ્વરે આપણને આપ્યા છે. એ ત્રીસ કરોડમાંથી ઘણું ઘણું તો ત્રીસ લાખને વાંચતાં લખતાં આવડતું હશે. બાકીના બિચારા સર્વ નિરક્ષર, પથ્થરપ્રાય: છે. એ અવલંબિત વર્ગનું ખરૂં કલ્યાણ તેમને સ્વાવલંબી કરવા તેમાં છે. વિદ્યાની પ્રાપ્તિ એટલે સ્વાવલંબનની પૂર્ણતા. ત્યારે સ્મરણમાં રાખો કે પરોપકાર કરી જીવન સાર્થક કરવાની આ અમૂલ્ય તક જવા દેશો નહિ. વિદ્યાદાન કરો તો તે આપો કહી હાથ ધરનારા કેટલાએ છે. વિદ્યાનું દાન કરવામાં કશાનો ભોગ આપવો પડે એમ છે ? ઇશ્વર કૃપાથી, વડીલોના આશીર્વાદથી, દેશબન્ધુઓના પ્રેમથી તમે ચાર

અક્ષર શીખ્યા તેનો ઉપયોગ શો ? તેમ નહીં તો, મદોન્મત્ત થઇ સ્વાર્થ સાધવામાં લુબ્ધ બની ખરૂં કર્તવ્ય વિસરી જવું ? નાના પ્રકારના દુર્વ્યસનમાં ચકચૂર થઇ મહા મહેનતે પ્રાપ્ત કરેલી વિદ્યાના ઉપર પાણી ફેરવવું ? અથવા તો પોતાનું કે પોતાના કુટુંબનું કલ્યાણ થયું એટલે થયું, જન્મ સફળ થયો, એવી વિદ્વત્તાને ન છાજતી સમજણ ધરી બેસવું ? અર્થાત્ જેના યોગથી આપણને થોડી ઘણી યોગ્યતા પ્રાપ્ત થઇ, મનુષ્ય તરીકેના કંઇક લેખામાં આવ્યા તેનો સદા સદ્‌વ્યય કરવો જ જોઇએ. બિચારા અભણ, ગરીબ ખેડુતોએ મહા મહેનતે, અને વખતે પેટ બાળી, પૈસા આપ્યા તે પ્રતાપથી તમને વિદ્યા મળવા લાગી, તો શું તે મળતાં જ તે ગરીબોને વિસારી દેવા ? તાત્પર્ય કે તમને જે વિદ્યા મળી તે ઉપર તેઓનો તેમ જ સર્વનો હક્ક છે. તે હક્ક તમારે તેમને

આપવો જોઇએ. નહીં તો તમારી માતા-ભૂમાતા -તમારા ઉપર નારાજ થશે. વાસ્તે તન, મન અને ધનથી વિદ્યાનો પ્રસાર કરતા જાઓ. આળસુ, દુર્વ્યસની, મદાંધ કે કર્તવ્યશૂન્ય થઇ બેસી રહો નહીં. નહીં તો પછી મનુષ્ય છતે પશુ બન્યા સમજવું. વાસ્તે, ભાઇઓ, મનુષ્ય કેમ થવું તે પ્રથમ શીખો.

વિદ્યા શીખ્યા પછી નીતિ સંપાદન કરવી.

નીતિ વિદ્યા કરતાં પણ શ્રેષ્ઠ છે.

નીતિનો મહિમા. નીતિ વિનાની વિદ્યાનો ઉપયોગ વસ્તુત: કાંઇ જ નથી. ભાઇઓ, કેટલાએક કહે છે કે નીતિ શીખવી શી ? વિદ્યા શીખ્યા એટલે નીતિ આવી; પણ એ તેમનું ધારવું કેટલું ભૂલ ભરેલું છે તે તમારી નજર આગળ આવતા વિદ્યાવાન પણ અનીતિવાનના દાખલાઓ બતાવી આપે છે. ખરૂં કહીશું તો જ્યાં વિદ્યા નથી, અર્થાત્ અદ્યાપિ જંગલી

અવસ્થા રહેલી છે ત્યાં નીતિનું ખરૂં સ્વરૂપ અસરકારક રીતે દૃષ્ટિગોચર થાય છે. "સુનીતિ સુખની ખાણ છે." નીતિનો અભાવ-અર્થાત્ અનીતિ-એક પ્રકારનું મહા ભયંકર વિષ છે. મનુષ્ય તો શું પણ મોટા રાષ્ટ્રનો પ્રાણ સુદ્ધાં ક્ષણ માત્રમાં તે હરી લે છે. એ સર્પિણીનો દંશ લાગતાંને વાર રાષ્ટ્રને શ્વાસ લેવાનો પણ અવકાશ રહેતો નથી. આપણો ગુર્જરરાષ્ટ્ર વનરાજ, મુળરાજ, સિદ્ધરાજ જેવા ગુણનિપુણ તથા નીતિનિપુણ રાજાઓના સમયમાં કેવો પ્રતાપવાન થયો અને કેવા શ્રેષ્ઠત્વને પામ્યો! તેજ ગુર્જરરાષ્ટ્ર કરણ વાઘેલાના સમયમાં અનીતિથી, કેવળ અનીતિથી-પછી તે રાજાની કે પ્રધાનની-કેવો પાયમાલ થઈ ગયો, એ તમે સર્વ જાણુતા હશો. લાખો કરોડો મનુષ્યના બનેલા રાષ્ટ્રની પાયમાલી કરનાર તે આ કૃત્યા અનીતિ છે. તો મનુષ્ય તો લેખામાં જ શા?

એક માણસ અનીતિનું વર્તન ચલાવે કે તેના પરિવારને નીચું ઘાલવું પડે તથા તેનું પ્રાણ પ્રમાણે જતન કરનાર તેમજ પોતાનું સર્વસ્વ તેને અર્પણ કરનાર માતાપિતાને મોઢે મેશ ચોપડાય. આવી રીતે પોતાના દુષ્કર્મનું પ્રાયશ્ચિત્ત પોતાના પૂર્વજો અને તનુજો પાસે ભોગવાવે એ કેવું અધમાધમપણું ! !

અનીતિથી અળગા રહેવું.

વળી અનીતિ ઈશ્વરને પ્રિય નથી. ધર્મે પણ અનીતિનો તિરસ્કાર કર્યો છે. કીર્ત્તિ, માન, સંપત્તિ, વગેરે આ લોકની દુષ્પ્રાય વસ્તુઓ અનીતિના સ્પર્શ માત્રથી બળી રાખોડી થઇ જાય છે; પૂર્વજોને દૂષણ લગાડનારી એ અનીતિ; વંશજોનું માન મોડનારી એ અનીતિ; એવી સર્વત્ર સરખી ત્યાજ્ય વસ્તુ અનીતિ છે. અસત્ય, નાના પ્રકારના દ્રોહ, સમાજરચનાનો ઉચ્છેદ, ભયંકર તથા મહાદુષ્ટ દુર્વ્યસનો, અને વ્યભિ-

ચાર, એ સમગ્ર એટલુંજ નહીં, પણ એકેએક છુટી રીતે, પહેલા પ્રકારની અનીતિ છે. એની છાયામાં આપણે જાતે કદી ઉભા રહેવું નહીં. અને અન્ય ઉપર તેની છાયા પડતી હોય તો તેને સાવચેત કરવો અને તેના ફંદામાંથી મુક્ત થવામાં તેને સહાયતા આપવી. વળી ધ્યાનમાં રાખવું કે કેવળ ખાલી ઉપદેશથી મોટી ફલ પ્રાપ્તિ થતી નથી. પોતાના આચરણનો નમુનો પ્રસિદ્ધિમાં મુકવો અને ધીરેથી પણ દ્રઢતાથી આપણા આચરણની છાપ જનસમૂહ ઉપર પાડવી. ત્યારે જ લોકો સન્માર્ગે દોરવાય છે, અને ત્યારે જ આપણે પણ પુણ્યશાળી થઇએ છીએ. આપણામાં નીતિનો મેળાપ કરાવી આપનારને દેવ સમજવાનો પ્રઘાત છે; અને તે અતિ ઉત્તમ છે. દેવ થવાની અમૂલ્ય સંધિ પ્રાપ્ત કરનાર મનુષ્યના શહાણપણ વિષે તો પછી પૂછવું જ શું! એટલું મોટું માન અને એટલો મોટો

અધિકાર પ્રાપ્ત કરતાં જો કદાચ અલ્પ અડચણ વેઠવી પડે તો પણ ભલે, તેમાં શું થયું? એ સાધનાને વાસ્તે માત્ર મનોવૃત્તિને સ્વાધીન રાખી સદાચારથી વર્તવાનો નિશ્ચય કર્યો કે થયું. આટલા ઉપરથી ત્યારે તમે સમજ્યા હશો કે આપણા કુટુંબમાં, આપ્તદૃષ્ટિમાં, સમાજમાં અને દેશમાં નીતિમત્તા વધે તેને વાસ્તે યત્ન કરવું, એ પણ આપણું પ્રથમ કર્તવ્ય છે.

વ્યવહારોપયોગમાં સર્વ પદાર્થોમાં શ્રેષ્ઠત્વને પામેલો એવો પૈસો છે. દ્રવ્ય ધન-સંપત્તિ. એ પ્રપંચી મનુષ્યનું સૌભાગ્ય છે. દ્રવ્ય વિના આ લોકમાં અનેક સ્થળે અનેક વિઘ્નો નડે છે. ઘણાંક સારાં કામો મનોરાજ્યમાંજ ઉદ્ભવી, દ્રવ્ય વિના વિરામ પામે છે, અને ઘણાં એક નઠારાં કૃત્યો થતાં અટકાવવાં મુશ્કેલ થઈ પડે છે. નિર્ધનતા એ જાણે "મહાનર્ક" એમ સૌને લાગે છે.

લક્ષ્મી આગળ શૂરાતન નિર્માલ્ય બને છે. ચિંતા, ત્રાસ, દગદગો, ભય, નિંદા, ઈત્યાદિ અનેક અપ્રિય વસ્તુઓનું મૂળ દ્રવ્યમાં છે. દ્રવ્યનો એવો અતર્ક્ય મહિમા છે. દ્રવ્ય વિના જીવવું વ્યર્થ જેવું છે. વાસ્તે દ્રવ્ય સંપાદન કરવું એ પણ આપણું એક મુખ્ય કર્તવ્ય છે. પરંતુ તે સન્માર્ગે મેળવવાનું છે. અન્યાય, વિશ્વાસઘાત, ચોરી અથવા ચાડીચુગલી કરી મેળવવાનું નથી. ઉદ્યોગ, હિમ્મત અને કરકસરથી દ્રવ્ય પ્રાપ્તિ થાય છે. જે ધંધામાં પડો તેમાં પ્રમાણિકપણું, ખંત, ચપળતા અને દીર્ઘદૃષ્ટિ રાખી વર્તવું; તો ખાતરીથી તમે દ્રવ્ય સંપાદન કરી શકશો. આપણા દેશમાં વ્યકિત માત્રમાં અઢાર ભાર દારિદ્ર ભર્યું છે. તેનું કારણ કે ઉદ્યોગનું ક્ષેત્ર ઘણું જ નાનું છે. ઘણો ખરો વ્યાપાર પરદેશી વેપારીઓના હાથમાં છે. માત્ર અહીંનો માલ ત્યાં અને ત્યાંનો માલ અહીં લાવવા લઇ જવામાં તેઓ પ્રતિ-

વર્ષે ત્રીસ કરોડ કે તેથી પણ વધારે નફો મેળવે છે. આપણા અંગ ઉપરનાં કપડાં, આપણને જોઈતી લગભગ સર્વ ચીજ, દીવો સળગાવવાની દીવાસળીથી માંડીને સર્વ વસ્તુ લગભગ પરદેશથી આવે છે. કારણ કે હુન્નર ત્યાં છે અને આપણે ત્યાં નથી. પરદેશી કારીગરો આપણે વાસ્તે પોતાના દેશમાં તે માલ તૈયાર કરે છે અને પરદેશી વ્યાપારીઓ અહીં લાવે છે. એમ કહેવાય છે કે સોળ આનામાંથી સાડાપંદર આનાનો માલ પરદેશના કારીગરોનો બનાવેલો આપણે વાપરીએ છીએ. ખેતી જે આપણો મુખ્ય ઉદ્યોગ છે, તેનાં હથીઆરો વટીક પરદેશી, એ શું બતાવે છે? વ્યાપાર, કલાકૌશલ્ય, કૃષી, ઈત્યાદિક દ્રવ્યોત્પાદનનાં સાધનો આપણે વર્જિત કરતા જઈએ છીએ, તો પછી આપણે દરિદ્રી રહીએ તેમાં નવાઈ શી? જે દેશમાં બહોળા ઉદ્યોગહુન્નર નહીં તેની

ચઢતી થવી અતિ મુશ્કેલ છે. વાસ્તે ભાઇઓ, દેશનું પછી, પણ હુન્નર ઉદ્યોગ, સાહસ અને કરકસર એટલાં વાનાંઓ વડે પહેલું પોતાનું દારિદ્ય દૂર કરો, અને તમને મળેલી વિદ્યાના પ્રતાપે તમે એવી સ્થિતિમાં આવો કે તમારા દેશબન્ધુઓમાંના થોડા ઘણાને પણ ઉદ્યોગે લગાડી શકો. પોતે સુસંપન્ન થવું, પોતાના કુટુંબનું દારિદ્ય નષ્ટ કરવું અને અન્ય ચાર જીવને રોટલો ખાવા મળે એવું કરવું, એ પણ આપણું એક મુખ્ય કર્તવ્ય છે; તે સદા લક્ષમાં રાખવા યોગ્ય છે.

મનુષ્યનું મનુષ્યપણું તેના અનેક ગુણો ઉપર અવલંબિત છે. અર્થાત્ તે

ઉન્નતિનાં સાધનો. ગુણોનો અભાવ મનુષ્યને દૂષણ લગાડે છે. ઉદાહરણાર્થે વિચાર કરો કે આપણા દેશમાં રહેનાર આપણે એકલા જ નહીં, પણ આપણા જેવા ત્રેત્રીસ કરોડ જીવો છે. દુનિયાની સઘળી વસ્તીનો છઠ્ઠો ભાગ

જેટલી વસ્તી આપણા દેશમાં છે. ઇશ્વરની એ એક મોટી કૃપા છે. આપણા પૂર્વજોનો પ્રતાપ, દુનિયાને ચકિત કરે એવાં તેઓનાં મહાન્ કાર્યો, અને તેમનાં વિદ્યા કળાદિમાં શ્રેષ્ઠત્વનું સ્મરણ કરો. તેના જ આપણે વંશજો છીએ, પણ આપણામાં તેમના તે ઉત્તમ ગુણો પૈકી એક પણ છે કે ? તેઓ ખરા મનુષ્ય હતા, ત્યારે આપણામાં તો ઉલટું પશુપણું ઘર કરતું જાય છે, દુર્વ્યસનમાં આપણે ફસાતા જઇએ છીએ, અધમ સ્થિતિને પ્રાપ્ત થતા જઇએ છીએ, અધિકાધિક દરિદ્રી બનીએ છીએ, ઉદ્યમ અને સાહસથી વિમુખ થઇએ છીએ ! જ્ઞાનનું સંપાદન, સદ્ગુણની અભિવૃદ્ધિ, કર્તૃત્વશકિતની જાગ્રતી, માતૃધર્મ, માતૃદેશ અને દેશબન્ધુ પ્રતિ પ્રેમ એટલાં સાધનો વિના આપણે ચઢતી સ્થિતિએ આવીશું, એવી કદી આશા રાખવી નહીં. એ વિના જન્મનું સાર્થક નથી. એ વિના જેમ રડતા આવ્યા છો તેમ રડતા જવું પડશે.

આંબાના વૃક્ષને મોર આવે છે, તે બધા
મોરની કંઈ કેરી થતી નથી, કેરી
છેરટ. થઈ તે સર્વ કાંઇ પાકતી નથી,
અને પાકેલી સર્વ ખાવા મળતી
નથી. તેજ પ્રમાણે આ ચાર પાનાં લખ્યાં તેના વાંચનારા સર્વ તદનુસાર આચરણ રાખે એવો સંભવ નથી. પણ તે સર્વ પૈકી એક જણ પણ પોતાનાં કર્તવ્ય વિષે જાગૃત થાય તોએ અતિ આનંદ માનવાનું કારણ મળશે. તેથી આ એક શું પણ એવાં હજારો પુસ્તક લખવાના શ્રમનું ફળ પ્રાપ્ત થયું એમ માનવાને હરકત નથી.

